# નંદબત્રીસી

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**બાપુલાલ બી. નાયક**

ગુજરાતી નાટક મંડળીના માલિક.

૨ થીએટર—અમદાવાદ.

આવૃત્તિ ૯ મી   પ્રત ૫૦૦૦

(સર્વ હક પ્રસિદ્ધ કરનારને સ્વાધીન છે.)

…ક્રેટ પ્રેસ ઘીકાંટા અમદાવાદમાં શા. ચીમનલાલ ગોકળદાસે પ્રસિદ્ધ કર્તા માટે છાપ્યું.

૧૯૮૧ ——— સને ૧૯૨૪

મૂલ્ય ૦—૪—૦

ૐ શ્રી.

# મુખ્ય પાત્રો.

## પુરૂષ વર્ગ.

| | |
|---|---|
| નંદસેન .... | ....નંદપુરીનો રાજા. |
| કીર્તિસેન .... | ....નંદસેનનો કુંવર. |
| વૈરોચન .... | ....નંદસેનનો પ્રધાન. |
| રૂપસેન .... | ....સતી પદ્મણી તથા ચંદ્રમુખીનો પિતા. |
| પંખી .... | ....પ્રધાનનો નોકર. |
| બાંગો .... | ........રાજાનો ખવાસ. |

## સ્ત્રી વર્ગ.

| | |
|---|---|
| સતી પદ્મણી | ....પ્રધાનની સ્ત્રી. |
| ચંદ્રમુખી ... | ...પદ્મણીની બ્હેન. |
| ચારૂમતી .... | ....પદ્મણીની તથા ચંદ્રમુખીની મા. |
| મેના ... | ....પંખીની સ્ત્રી, સતીની સખી. |

દરબારીઓ, સિપાઈઓ, ભાયાતો, સેનાપતિ, જમાદાર, હવાલદાર, દાસીઓ, ચોપદાર, વગેરે, વગેરે.

# નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

સુત્રધાર-નટી,—

૧—પ્રધાન પત્ની સતી પદ્મણીની વર્ષ ગાંઠના ઉત્સવમાં મંગળ-કળસવાળી કુમારિકાઓ, સતીનું કલ્યાણ ચ્હાવા આવે છે, સતીને પધરાવી આશીષ આપે છે; પ્રધાન વૈલોચન તથા સતી પદ્મણીના સ્નેહી જોડાનું સુઘડ ચિત્ર.

૨—પંખી તથ મેનાના હાસ્ય રસ, દેખાદેખી શોખ કરવા જતાં થતી ફજેતી.

૩—રાજા નંદસેન નગર ચર્ચા જોવા નીકળ્યા છે તેવામાં રાત્રે સતીના સુવાસિત પરસેવાથી સુગંધી થયેલાં ચીર ધોવા ધોબી આવેલ છે ધોબી પાસેથી વૃત્તાંત સાંભળી રાજા તે ચીર પહેરનારી ઉપર મોહિત થાય છે, અને ધોબીના કહેવાથી એ દિવ્યાંગના પ્રધાનની સ્ત્રી છે તેમ જાણે છે.

૪—રાજા નંદસેન વિહ્વળ અવસ્થામાં પોતાના મહેલમાં આવે છે, પદ્મણી તરફના મોહને નથી રોકી શકતો અને પ્રધાનને બ્હાનું કહાડી બ્હાર મોકલે છે, અને કામાંધ બની પદ્મણી પાસે અનિષ્ટ ઈચ્છાથી જવા નિકળે છે.

૫—પ્રધાનના ઘરની ચોકી કરનાર પંખીને રાજા લાંચમાં કુંડળ આપી મ્હેલમાં દાખલ થાય છે.

૬—કામાંધ રાજા તથા સતી પદ્મણીનો વાદવિવાદ. પાપવાસનાથી અંધ થયેલ રાજાના કામ રૂપી પડળ ચતુરાઈથી દૂર કરી સતી, સત્ય બોધથી રાજાની શુદ્ધિઠેકાણે લાવે છે રાજા

પસ્તાઈ સતીનો ઉપકાર માની પુત્રી કહી પસલીમાં વીંટી આપી ચાલ્યો જાય છે.

૭—પ્રધાન આવે છે અને રાજાનાં કીમતી કુંડલ તથા શાલ પંખી પાસે જોઈ સતી માટે મનમાં શંકા લાવે છે.

૮—પ્રધાન સતીને દુષ્ટ કૃત્ય માટે અત્યંત ધીટકાર આપે છે. પદ્મણીનાં વિનવણાં ઉલટીજ અસર કરે છે. છેવટે પદ્મણીને ઘરમાંથી કાઢી મૂકે છે.

---

## અંક ૨ જો.

૧—સતી પદ્મણી પીયરમાં આવી માતાને પોતાનું દુઃખ કહી સંભળાવે છે.

૨—કુંવર કીર્તિસેન પોતાની પત્ની ચંદ્રમુખીનું આણું વાળવા સાસરે આવેલ છે. પ્રેમી જોડાંનો પ્રેમમય પ્રથમ મેળાપ.

૩—પ્રધાનનો વધતો જતો વ્હેમ, પોતાના ઘરમાંથી પદ્મણીની દરેક વસ્તુને અગ્નિમાં બાળી નાંખવાનો પંખીને હુકમ પાછળથી બાંગાની ગમ્મત.

૪—પ્રધાન દરબારમાં રાજાના સિંહાસન ઉપર બેસી વાદવિવાદ ચલાવવા નંદસેનનાં દુષ્ટ કૃત્યની ભરમમાં ચેતવણી આપે છે. રાજા નિશ્ચય કરે છે કે શિકારના બ્હાને પ્રધાનને લઈ જઈ પ્રધાનના મનનો વ્હેમ કાઢી નાંખવો.

૫—પદ્મણી પીયરમાં સ્વામી ભક્તિ કરે છે તેનો પિતા, રાજા તથા પ્રધાનના આવવાના સમાચાર આપી કરેલો સંકેત જાહેર કરે છે.

૬—રાજા તથા પ્રધાન શિકારે નીકળ્યા હતા તે પદ્મણીને પીયર આવ્યા છે, પદ્મણીનો પિતા રૂપસેન અને તેના ભાયાતો

તથા નંદસેન, પ્રધાનના મનમાંથી વ્હેમ કાઢી નાખવા પ્રયત્ન કરે છે. તેમ તેમ વ્હેમ વધારે મજબુત થાય છે.

૭—પદ્મણી તથા પ્રધાનનો વાદવિવાદ, છેવટે ના ખમાય તેવો તિરસ્કાર કરી પ્રધાન ચાલ્યો જાય છે. સતી પદ્મણીની હવે ખાત્રી થાય છે કે કોઇપણ ઉપાયે પતિનો પ્રેમ પાછો થવાનો નથી તેથી તેને પોતાના રૂપ ઉપર ધિક્કાર છુટે છે અને તે રૂપને રાખમાં રોળી ·રગદોળી જોગણ થઈ વનમાં ચાલી જાય છે.

૮—ઘણી ઘણી કોશીશ કરવા છતાં પ્રધાનના મનનો વ્હેમ નથી ખસતો તેથી રાજા નિરાશ થાય છે. થાકી જવાથી પ્રધાનના ખોળામાં માથું મૂકી નિદ્રાવશ થઈ જાય છે. પ્રધાન આવેશમાં રાજાનુ ખૂન કરે છે ત્યાં યોગી વેષે પદ્મણી આવે છે. રાજાનું શબ જોઈ રૂદન કરે છે, પ્રધાન તેને ફીટકાર આપી ત્યાંથી જવા કહે છે પદ્મણી જતી નથી સેનાપતિ તથા શિકારી ટુકડી આવી પહોંચે છે પ્રધાન છુપાઇ જાય છે અને ખૂની તરીકે પદ્મણી યોગી વેષે કેદ પકડાય છે.

---

## અંક ૩ જો.

૧—પ્રધાનનું ભયભીત તથા ચળવિચળ મન છેવટે પદ્મણી પહેલાં કુંવર પાસે રજુ થઈ પ્રપંચ ભરી યુક્તિ કરવાનો નિશ્ચય કરે છે.

૨—કીર્તિસેન અને ચંદ્રમુખી ની રસમય રમત ત્યાં પ્રધાન ઢોંગ કરી વિહ્વળ મને આવી રાજાની ખબર પુછે છે એટલામાં સેનાપતિ આવી રાજાના ખુનની ખબર આપે છે કુંવર ગુસ્સે થઈ ખૂનીનો ન્યાય કરવા જાય છે.

૩—ન્યાય. પદ્મણીને દેહાંત દંડની સજા,ચકોરચંદ્રમુખી યોગી વેષે પદ્મણીનાં લક્ષણ તેમજ રીતભાત જોઈ ચેતી જાય છે. કે તે પુરૂષ નથી પણ સ્ત્રી છે અને ખૂની તે નથી તેની ખાત્રી કરી આપવા કીર્તિસેનને કેદખાનામાં લઈ જાય છે.

૪—મરણની બ્હીકને લીધે, પદ્મણી છેલ્લી ઘડીએ પ્રધાનને ઉઘાડો પાડી દે તેવી બ્હીકને લીધે, પદ્મણીને કેદખાના-માંથી નસાડી મૂકે છે બંદીખાનામાં કુંવર તથા ચંદ્રમુખી આવે છે અને રાજાનું ખૂન પ્રધાને કર્યું છે એમ ખાત્રી થવાથી તેને પકડે છે.

૫—રસ્તામાં યોગી વેષે પદ્મણી બધી ખબર જાણે છે, અને પાતને બદલે પોતાનો જીવ આપી પ્રધાનને બચાવવા જાય છે.

૬—ખૂનનું કારણ પુછતા પ્રધાન નંદસેનના વ્યભિચાર માટે કહે છે. પ્રધાન માનતો નથી છેવટે જો રાજા જીવતો થાય તો તે સતી છે એમ હું માનુ એમ પ્રધાનના કહેવાથી પદ્મણી સતીત્વના જુસ્સામાં આવી સત્યના સાક્ષી સૂર્ય નારાયણની સ્તુતિ કરે છે રાજાનંદસેન સહિત સૂર્ય-નારાયણનાં દર્શન થાય છે. પ્રધાનનો વ્હેમ ટળે છે સતીનો મહિમા ગવાય છે છેવટે સત્યનો જય અને આનંદ આનંદ.



# નંદબત્રીસી.

---

સૂત્રધાર— ૧

ૐ શ્રી પરમાત્મા કલ્યાણ કરો
સ્નેહે કરૂણાળુ બાંહ્ય ધરો
વિઘ્ન સમૂળાં નાથ હરો——ૐ શ્રી૦
આપ કૃપાએ હામ ભીડું હું
નાટ્ય નવીન કરવા દયાળુ
કાર્ય સફળ કરવાને દયાળુ
દૃષ્ટિ દયાથી ભરો—— શ્રી૦

નટી—— ૨

હતી પ્રધાન પત્ના પદ્મણી
સતી પતિવ્રત પાળતી
શીળવતીએ....સુલક્ષણી
કુળ ઉધ્ધારણી મણી————હતી૦
નંદ રાજા મોહ પામી, સંચર્યાં સતી ભુવને
ચતુર સતીએ બોધથી દીધું જ્ઞાન
રહી શીલવાન સુશીલા—કુલ ઉદ્ધરિણી
વાત સુણી વાલમે વરચ્યો વ્હેમ ઉંડો અંતરે
સત્યના સાક્ષી પ્રભુ, સવિતાયે ટાળી વિપત્તી—કુમ૦

નટી— ૩

કુમ્ કુમ્ પાય ધારીરે, ઝુમ ઝુમ જાય નટીરે
કોમળ કાય વેલીરે, અવયવ ફુલ ફુલેલીરે——કુમ્ કુમ્૦
ભાલ ટીલડી ચાંદરણી શી ચળકે,
હિરા નથની ઝગમગતી શી લળકે

આંખ અંજન સારરે

શિરપર ઝારી જોબન મદવાળીરે........કુમ કુમ

કુમારીકાઓ— ૪

હાંરે મંગળ સમયેરે શંકર સ્મરીયે
હાંરે પતિ પતિવૃતા પ્રાણ
શામ સુંદરનું સર્વદા શ્રેય કરીયે-હાંરે મંગળ૦
પ્રેમ પરસ્પર અતિ સતી પતિનો,
અવિચળ રાખો અખંડ,
હોય વિણ નવદમે
રસિકરમણુ રમે, ભીડી નિજ ભુજ દંડ—સ્મરીયે૦

કુમારિકાઓ— ૫

કસ્તુરીના જેવી સુવાસ વ્યાપો
સૌમિત્રી જેવો સુત ઈશ આપો,
ભક્તિ પતિની હૃદય શુદ્ધ સ્થાપો
શક્તિ સતીનાં સહુ કષ્ટ કાપો.

પદ્માણી— ૬

આવોજી વ્હાલા રસિક મોહન મલપતા આવો આવો—
મારા નેત્રના રતન જીવના જતન
મીઠા મહેરામણુ ભાવો મન ભાવો—આવોજી૦
પ્રીતિની પ્યાસી આ દાસી વિલાસી
પોષણ પ્રીતિ ઝરણે
મેં અર્પ્યું આ ચિત્ત આપ ચરણે
સરણાગત શોભાવો—આવોજી૦

પદ્માણી— ૭

સ્નેહની નદીઓ છલકાય
વ્હાલ વ્હેળા આવી ઉભરાય
સ્નેહ વૃષ્ટિ સૃષ્ટિ પર થાય

સ્નેહમય સંસાર જણાય
બીજ રોપયાં સ્નેહનાં, સ્નેહ ભૂમિની મ્હાંય,
ઉગ્યાં તરૂવર સ્નેહનાં, ફળ સ્નેહી સોહાય.
રસ અમૃત સ્નેહે પીવાય
સચ્ચિદાનંદ કંથ દેખાય—સ્નેહની૦

૮

**કુમારિકાઓ**—છોડો નાજુક બંધ બાંધી બળવંતજી
**પદ્મણી**—ઓ કેદી કંથજી !
**કુમારીકાઓ**—છોજી કેસરી સમાન આપ શૂરા
સુતરની તાંત જેમ, હાથીને હાથ તેમ,
કોમળ આ બંધજી—છોડો૦
**વૈલોચન**—ધૈર્યા યુવતી યુથે આજે,
**કુમારિકાઓ**—આધીન છો હવે સ્રીના રાજે,
પ્રીતિની બેડી જડી અંગ સાથ
તુટે કેમ ગુણવંતજી—સુતરની૦

**પદ્મણી**— ૯

સાહ્યબા રંગ આવોને માણીયે
આવો આવોજી આમ મ્હારા અંતરઆરામ—રંગ૦
ચાલો રસિક ખેલ ખેલીએ
લઈ પ્રીતિની હ્હાણ ચાલો રસિક ખેલ ખેલીએ
રેલ છેલ રસની રેલાવીએ.
**વૈલોચન**—છો પ્રીતિ નુપુણ પ્રિય પ્રાણ
સુજાણ—રંગ આવોને.

**દાસીઓ**— ૧૦

સપડાયા શાણા શોખ મારતા
**પંખી**—છીં !
**દાસી**—દેખાદેખી કરી
**પંખી**—છીં ! !

**દાસી**—માણવા જતાં
**પંખી**—છીં ! !
**દાસી**—ચાલી છીંકાછીંક જોરથી !
**પંખી છીં**—સપડાયા ! '
**પંખી**—અરરર છીં ! ! !
**મેના**—એતો શોખ છે,
**પંખી**—છીં !
**મેના**—દેખાદેખી કામ જે મૂરખ કરવા જાય
ઉલટું આડું વેતરે આખર અત્તા ખાય.
**પંખી**—આક છી આક છી આક છી
**દાસીઓ**—વાહવા—વાહવા—વાહવા—સપડાયા.

**નંદરાજા**— ૧૧

તનને તનમનાટ લાગ્યો તારૂણ્યનો
મોહ જાગ્યો મનમાં માનુનીનો—તનને૦
પહેલું મૃગમદમ્હેકે મૂકાયું માન
બીજું રૂપ વર્ણનથી ખેંચાયું ધ્યાન
ત્રીજું તુજ ગણનાએ ગુમાવ્યું જ્ઞાન
ચોથું ચતુરા ચાહે ભૂલાયું ભાન—તનને૦

**રાજા**— ૧૨

પ્રેમ મૂર્તિ છે જડાઈ
પ્રેમી હૃદયે-પ્રેમ.
નજરે તરે છે પ્યારી નવાં રૂપ ધારી ધારી
હસતી કાન્તિ મીઠી
પ્રિય વદને-પ્રેમ.

**પ્રધાન**— ૧૩

મણીધર મુરલીથી રીઝવવો
નૃપને પ્રિય વચને વશ કરવો—મણિ૦
પ્રસન્ન મને મણિધર મણિ દેપણ

કરે કોપ તો અંગ ડસે,
ભૂપાલ પળ સુખપાલ સુવાડે
ક્ષણે શત્રુ થઇ પ્રાણ હરે;
લોરીંગ સમ ભૂપાળ સમજવો—મણિ૦

સખીઓ— ૧૪

મ્હેલ મદને મદમાતી મળી માનની
પ્યાસી પ્રીતમના પ્રીતિ પાનની—મ્હાલે.
પ્રિયતમ આજ્ઞા પાળવી, મનન કરે એ મંત્ર,
સદાચરણથી સર્વદા, એ ચલવે ઘરતંત્ર
મધુર વાક્ય સુખ વાસ મુખ મ્હેકી રહ્યો
લલિત લજ્જા શણગાર શું હેકી રહ્યો
અતિ આતુર એ ધર્મ ધ્યાનની—મ્હાલે.

પદ્મણી— ૧૫

મન ભૂલાવે મન લોભાવે મન ચકડોળે ચડાવેજી
શુદ્ધ પવિત્ર નિરમળ આત્મા કાદવે રગદોળાવેજી.
જોવાનું તે નવ દે જોવા નહી જોવાનું બતાવેજી
અમૃત મૂકી વિષને વળગે નર્ક મહીં રોળાવેજી,
વારૂ વનિતા વિશ્વ મહીં છે કોઈ ગોરી કોઈ કાળીજી
તૃપ્તી છે સંતોષ મહીં નથીસુખકર વૃદ્ધા બાળીજી—મન.

પદ્મણી— ૧૬

આ સ્વપ્ના સમ સંસાર, સમજી લ્યોને શાણા.
દુર્લભ માનવ અવતાર, અવની મહીં આ રાણા!
બાળપણું રમતાં ગુમાવે;
જુવાનીમાં લંપટપણું ભાવે
વૃદ્ધાપણાએ, જીવ લોભે તણાએ રટે નહીં કીરતારરે—આ.
મરણ શ્વાસ જવ ચાલુ થાએ,
કૃત્ય કુડાં નજરે ઉભરાએ
પાડાય ભારે,પસ્તાય પાપી ત્યારે આંસુ વહે ચોધારરે—આ.

## અંક ૨ જો.

**ચારૂમતી—** ૧૭

વિભુ જાઉં હું બલહાર
લઈ લાખ લાખ ઓવારણાં વિશ્વાધારરે—વિભુ૦
લક્ષ્મી સમી પુત્રી દીધી સુખી કરી અપાર
માગું હવે નાથ એટલું
રાખો અવિચળ જોડલું હે કિરતાર રે—વિભુ૦

**પદ્મણી—** ૧૮

આવ્યું વાદળું વિપતિનું સતી શિરે હરિ
નાંખજો વિખેરી, વિભુજી દિલ દયા ધરી આવ્યું.
ભીડ ભંજન ભીડ ભાંગજો દાતા દીન દયાળ.
કરૂણાળુ કમળાપતિ સત્યતણા પ્રતિપાળ.
શુદ્ધ ચિત્તથી પતિ સેવા પ્રભુ ગણી કરી—આવ્યું.

**ચંદ્રમુખી—** ૧૯

વ્હાલી સાહેલી વિસરૂં નહી કદીએ પ્રેમ
બાળપણાનો નેહ ભુલું કેમ ?—વ્હાલી૦
રમતાં રમત ગમત કરી નિશદિન,
વિવિધ ખેલ નિર્દોષ ખેલંતી
નજરે તરે સખીઓ સ્વપ્ને જેમ—વ્હાલા૦

**સખીઓ** ૨૦

હીંચે હીંચોળે નવેલડી રસ વેલડી
અલબેલડી—હીંચે૦
મણિયે મઢી, હીરલે જડી વિધિયે ઘડી
મદઘેલડી—રસવેલડી

મન મોહિનીથી મોહી સૂરજ જાળીથી તું શું જુઓ,
તુજ પદ્મણી પત્ની તણો બ્હેન ભાન ભુલ્યો તું એ;

આ તારૂણીના તેજ આગળ તોલ તારો તું ખુએ,
કીરણે સતાવે કેમ તું બસ સાંભળીશ સુખથી શું એ;
કરમાય છે કુમળી કળી છબી છેલડી–રસ વેલડી—હીંચે૦

સખી— ૨૧

સખી ખોલ ઘુંઘટડો
ચંદ્ર—છોડને છેડો
સખી—વાહ શું રુખ મલકાય—સખી૦
વ્હાલાસ ગે રમીલે રંગે મદમાતું આ જોબનીયું છલકાય–સખી.
ચંદ્ર—શરમે બાઇ હું બીડાઈ
સખી—ક્યાંથી સ્વાર્થ સરાય
ચંદ્ર—ચબાવલી તું ચડમા
સખી—લાડકી લડમાં અંગે અંગ ઉભરાય—સખી૦

ચંદ્રસુખી— ૨૨

ખીલતી હતી એક કળી કુમળી
રસથી છલકાતી હતી કુંપળી

* *

પ્રસરી સુગંધી ચોપાસ વણી

* * *

ભમતા ભ્રમરા લોભે તે ભલી
પતંગ સમ ગણુતી મદની ભરી

* * *

દરકાર ન કરતી કળી એ જરી
નિજ હાલમાં મસ્ત રહેતી હતી
જોબન મદમાં મદમાતી હતી

* * *

એક સમે આવ્યો નવીન ભ્રમર ચતુર રસ જાણ,
રસિક તણા ગુંજારવે કળી બની ગુલતાન;
રસ ઉરમી ઉછળી ઉરે ઉતરિયું અભિમાન,
પ્રેમ વસે વરવશ પડી ઇચ્છે પ્રીતિનું દાન.

ચંદ્રમુખી— ૨૩

પ્રીતમ પ્યારની પ્રીતિ ઉર જાગી
વ્હાલા લ્હેરી લાલાની લગની લાગી
નવી દ્રષ્ટિ ખીલી છે રસાળી
સ્નેહી સૃષ્ટિ આજે મેં નીહાળી
પ્રેમે પથે પળી
સંગે મળી....................લ્હેરી લાલા.
સુખ સ્વર્ગનાં હું પામી
મળીયા સલુણા સ્વામી
પ્રેમે પૂજા કરૂં હું પ્રભુ ગણી
રંગીલા—રસીલા—છબીલા તણી
ચિત્ત કામણ કટારી વાગી—વ્હાલા.

વારાંગનાઓ— ૨૪

આવો ઉમંગ ભરી મદ ભરી સહુ બ્હેની હુલ્લાસેથી આવો
આવો રૂમઝુમ આ ઠુમ ઠુમ આ પગલાં નાજુક ભરીને
ઝાંઝર વાગે ઝણુણુ પ્રેમે, આવો ગરબોરી,
પ્રીતિ મનમાં ભરી—કીર્તિ હૃદય ધરી,
રાજા પ્યારા રંગથી ભર્યા—અરા સરવે ડર્યા,
તન મનથી હેતે નાચો રાચો—આવો૦

પદ્મણી— ૨૫

હું પિયુના પાય
પૂજું નિત્ય આ તનશીતળ થાય—પિયુના૦

મ્હારા મોહન જીવનું જીવન
સેવે સ્વર્ગ સધાય—પિસુના.

પદ્મણી— ૨૬

કર્મ તણા સંજોગથી નરમાણ થયેલું થાય રે
શાને દોષ દઇએ બીજાને.
સીતા સરીખી સાધવી સ્વામીએ કાઢી વન
દમયંતી વીણ કારણે, અપરાધી ઠરી પતિ મનરે-શાને૦
વાંક નહીં વાલમ તણો, દેખું હું તલભાર,
કર્યાં પાપ પેલે ભવે, પ્રગટયાં આ અવતાર;
સુખ દુઃખની વાદળી, આવે ને ઉડી જાય,
ઇશ ભજી ધીર રાખવી, સંકટ સમય સહાયરે-શાને૦

નાયકા— ૨૭

રસભીન ભીન આજ નયેના તેરે
કા સંગ જાગે, એ રાગે રસપાગે સબરેન—રસ૦
ટીકો છુટયો ઔર હાર તુટયો, કાકો જોબન લુંટયો;
કરત સયેન બએન ચતુર સુઘડ નયેન—રસ૦

નાયક.— ૨૮

મોરે બાંકે સીપૈયાં વારૂં દીલે જાન
તોરે નયનોકે બાન કરે જાન પરેશાન—મોરે.
ગોરી ગોરી સુરત મોરી, બારા બરસકી હું નાર
ઓ નટ ખટ બારા બરસકી હું નાર
નાજુક જોબનવા કાંપે ચે મનવા

હાય મોરા જીઆ ગભરાય
કહા માન...ઓ નાદાન..........કોને

૨૯

**રૂપસેન**—ગંગાજળ નિરમળ સહુ, શુદ્ધ પવિત્રજ સાર;
તેવું કુળ જો માહરૂં, (તો) પડ પાસા પોબાર.

❦ ❦ ❦ ❦

**રાજા**—હંસ ગયો સરોવર તીરે, દીઠું અમૃત વાર;
પીધા વિણ પાછો ફર્યો, (તો) પડ પાસા પોબાર.

❦ ❦ ❦ ❦

**પદ્માણી**—સત્ય ચૂકે જો સાધવી, ધરા ન ઝીલે ભાર;
તે ગુણ હોયે મુજ મહીં, (તો) પડ પાસા પોબાર.

❦ ❦ ❦ ❦

**પ્રધાન**—નાગ મુખે અમૃત ઝરણું, ચોર કને ભંડાર;
કામી પાસ રહે કામિની, (તો) પડ પાસા પોબાર.

૩૦

**રૂપસેન—મીઠો** આંબો સર્વદા ઉત્તમ ફળ દેનાર;
દીઠું પણ અડકયો નહીં (તો) પડ પાસા પોબાર.

❦ ❦ ❦ ❦

**રાજા**—વિમળ કમળ વિલોકીને, ભ્રમર ગયો તે ઠાર;
દીઠું પણ અડકયો નહિં (તો) પડ પાસા પોબાર.

❦ ❦ ❦ ❦

**પદ્માણી**—અહલ્યા સીતા દ્રૌપદી, સતી ખરી નિરધાર;
તેવું ચિત્ત જો માહરૂં (તો) પડ પાસા પોબાર.

❦ ❦ ❦ ❦

**પ્રધાન**—ભુખ્યા આગળ જો ધરે, ઉત્તમ ભોજન સાર;
ખાધા વિણ ઉઠે નહીં (તો) પડ પાસા પોબાર.

સખીઓ—　　　　　૩૧

કોમળ કાયા કાં કરમાવો બાઈ ભભુતી ચોળી ?

પદ્મણી—હવે ભભુતી સુજને વ્હાલી દેહ દઉં રગદોળી.

પ્રીત ગઈ પ્યારા પ્રીતમની
આશ ઉડી ગઈ આ અંતરની
રૂપ રંગ દઉં રોળી—કોમળ.

દાસીઓ—સુંદર શરીરે શોભે આ હીરાના હાર રૂપાળા

પદ્મણી—પ્રેમ દોરીયે અશ્રુપારલા પરોવી પહેરૂં માળા

કંથ કૃપા વિણુ જોગણુ થાઉં,
નાથ નામની ધુન લગાઉં
પ્હેરી કંથા ઝોળી—કોમળ.

પદ્મણી—　　　　　૩૨

હે મન શાણા નાથનું ધ્યાન તું ધરને
દેહનું સાર્થક એજ ખરૂં તું હવે કરને
પતિ પરમેશ્વરનું રટણુ, જો શુદ્ધ મનથી થાય,
જનમ મરણુ ફેરો ટળે પાપ અમાપ કપાય;
દેવ પિયુ દૈવત પિયુને પિયુ છે સ્ત્રીના પ્રાણુ,
લીન રહે પતિમાં સતી તો થાયે કલ્યાણુ.
અલખ ધુન લાગી જાગી હવે તો
અખંડ જ્યોત જાગી,
ભાગી હવે તો આ ભવની ભાવટ ગઇ ભાગી.

---

# અંક ૩ જો.

———:o:———

પ્રધાન— ૩૩

મારા હૃદયે છાયોરે ગાઢ અંધકાર ભારી
ગઇ બુઝાઇ જ્ઞાન જ્યોત માર્ગ ન સુઝે કયાંહીરે
મતિ ગઇ મુંઝાઇ—મારા હૃદયે.
કૃત્યથી ચીરાય જીગર સત્ય સુઝે ન મન માંહી
અધમ નાર મુજની કે છે શીખવતી!—મારા.

ચંદ્રમુખી– ૩૪

આ વસંત રૂતુ કેવી ખીલી ઝીલી લાલ
વેલીઓ એ લીધી
વ્હાલા વૃક્ષ ભણી વેલી ધાય
ભેટ લેવા અતિ લલચાય
વૃક્ષે વ્હાલથી આલીંગન દઇ
પ્રફુલ્લિત કી—ધ૦ —આ વસંત
રંગ બેરંગી પુલથી સજી અનુપમ શણગાર,
સમાગમ સુખ ભોગવી, સફળ કર્યો અવતાર.
પેલાં પંખી જોડાં પ્રેમથી
ગેલ કરી રમે રંગથી
રૂતુ પ્રસરી સૃષ્ટિમાં અતિ
પ્રીતિ ભરી દી—ધી—આ વસંત.

ચંદ્રમુખી– ૩૫

બોલો બોલો વ્હાલા રહીયાળારે,
કેવું ઢીલું વીલું મુખડું દેખા........ય
પોપટજી પ્યારારે—બોલો૦